☞ ગુજરાત આનામાળા સિરીઝ ૧૧ મી. ☜

સામાજીક-નવલકથા. Reg No 64

# ચમારભકત-રોહીદાસ.

પ્રયોજક અને પ્રકાશક—

ગોર, અંબાલાલ છગનલાલ મહેતા.

શીકા-( સ્ટેટ ઇડર મહિકાંઠા. )

સંસાર દર્શન વિનોદિની-કમલિની-રાણી દુર્ગાવતી, સવિતા સુશિલા-વિગેરેના કર્તા અને આનામાળાઓના લેખક,

13

પ્રથમાવૃત્તિ. પ્રત ૧૦૦૦. વિક્રમાબ્દ ૧૯૭૬.





કિંમત- { ગ્રાહકો માટે એક આનો.
છુટક નકલનો દોઢ આનો.

# વિનંતિ પત્ર.

---

ગ્રાહકોને સાચી વાત જણાવવી એમાં કોઇ વાતનો પ્રતિબંધ નથી. આ આનામાળા સીરીઝમાં મુખ્ય બે ઉદ્દેશો સમાયલા છે. એક તો લેખકનું નિર્વાહ સાધન, બીજું જનસમાજના વર્તનમાં કંઇક સદ્દભાવ ઉત્પન્ન કરવો.

સુહૃદ ગૃહસ્થો—હું લેખક તદ્દન બહેરો છું તે આપ સર્વને વિદિત છે તેમજ ગુર્જર ભૂમિપર બહેરા લેખકોનો મુખ્ય આધાર, ઉદાર ગ્રહસ્થો અને ઉત્સાહી ગ્રાહક બંધુઓ ઉપરજ છે. મારા જેવા બહેરા લેખકને અન્ય ગ્રાહકો વધારી આપવા મદદ કરવી તે આપ સુજ્ઞની ફરજજ છે.

વિ. વાંચન અને તે કેવું હોવું જોઇએ. એ દરેક બંધુઓનું અજ્ઞાત્ નહિ હોય, છતાં આ આનામાળા સીરીઝો સારા લેખો ઉપરથી અનુવાદ કરી, જાતે લખી, છપાવી અને જાતેજ વેચુ છું. તેમજ આ વાર્તાઓ કેટલાંક પુસ્તકોના વાંચનની યાદગીરીમાંથી લખવામાં આવી છે. તો તેના મુળ લેખકોનો પણ આભાર માનું છું.

દરેક વાંચક બંધુઓએ અન્ય ગ્રાહકો વધારી આપવા કૃપા કરવી. મારા બહેરા થયા બાદ મારા હિતચિંતકો તરફથી જે પ્રેમ, જીજ્ઞાસા દષ્ટિવૃત્ત છે તે સદાને માટે ચાહું છું. સુજ્ઞ બંધુઓ આપ ગ્રાહક થઈ—અન્ય ગ્રાહકો વધારી આપવા મહેરબાની કરશો.

સંવત ૧૯૭૭.
જન્માષ્ટમિ.
અમદાવાદ.

આપનો સ્નેહાધીન.
ગોર અંબાલાલ છગનલાલ
વડાગામ—( મહિકાંઠા )

# ચમારભક્ત—રોહિદાસ.

## ( ઐક્ય મત અને સંપ. )

**येदिनेषु दयालवःस्पृशतियानस्वल्पो पिनश्रीमदो-**
**व्यग्रा ये च परोपकारकरणेहृष्यंति ये याचिताः**
**स्वस्थाःसंतिच यौवनोन्मद महा व्याधि प्रकोपेपिये-**
**तैःस्तं मेरिवसुस्थिरैःकलिभरक्रांताधरा धार्यते. ॥१॥**

**ભાવાર્થ:—**

જેઓ દિન ઉપર દયા કરવાવાળા હોય. જેઓને થોડા પણુ લક્ષ્મિનો મદ નથી. જેઓ પારકાને ઉપકાર કરવામાં વ્યગ્ર હોય. જેઓ પોતાની પાસે કોઇ કાંઈ માગે ત્યારે રાજી થતા હોય અને જેઓ યૌવનરૂપિ ઉન્મત વ્યાધિથી સ્વસ્થ હોય. એવા પુરૂષરૂપિ સ્થં-ભોએ કળીકાળના ભારથી ખેદ પામેલી ધરતીને ધારણ કરેલી છે.

રોહીદાસ નામના એક ચમાર ભક્ત હતા. જેમના કરેલા ભજનો આજે કેટલાક ભાવિક ભકતો ગાય છે. એ ભકતે એક બ્રાહ્મણને પોતાના ઘર આગળ થઇને જતાં દીઠો. પછી તેઓએ પૂછ્યું કે મહા-રાજ? આપ કયાં પધારશો. બ્રાહ્મણે જવાબ આપ્યો કે, કાશીની યાત્રાએ જાઉ છું. રોહીદાસે કહ્યું કે મહારાજ—મારૂ શ્રીફળ સાથે લઇ જજો. અને ગંગામાતાજી જો હાથોહાથ લહે તો આપજો ને જો માતાજી શ્રીફળ હાથોહાથ ન લે તો પાછુ લાવજો. બ્રાહ્મણે કહ્યું—બહુ સારૂ. પછી બ્રાહ્મણ એનું શ્રીફળ લઇને ચાલ્યો. તે કેટલેક

મહિને કાશીએ પહોંચ્યો. ત્યાં જઇને સ્નાન, દાન. દેવપુજન, અને તિર્થ પરિક્રમણની પ્રવૃત્તિમાં–તે શ્રીફળની વાત ભૂલી ગયો. અને તિર્થયાત્રા પુરી કરી શ્રીકાશીએથી ચાલવાની વખતે તેને તે વાત યાદ આવી. એ વખતેજ તેણે પોતાના કોથળામાંથી શ્રીફળ હાથમાં લઇ કહ્યું કે,–હે પતિતપાવની. અધમોદ્ધારિણી ગંગામાતા આ શ્રીફળ અમારા ગામના ચમાર ભક્ત રોહીદાસે આપને હાથોહાથ આપવાનું કહ્યું છે. માટે કૃપા કરીને હાથ ધરો તો હુ આપને શ્રીફળ અર્પણ કરૂં. આ વાક્યની સમાપ્તિ થતાંજ શ્રીગંગાજીના પ્રવાહમાંથી દિવ્ય કંકણભર રત્નથી શોભીત–સુંદર એક હાથ બહાર નીકળ્યો–ને તેમાં તે બ્રાહ્મણે–શ્રીફળ અર્પણ કર્યું. કે તરત તે હાથ જળમાં લીન થઇ ગયો. આ ચમત્કાર જોઇ બ્રાહ્મણ તો વિસ્મિત થયો. કે હું શુદ્ધ બ્રાહ્મણ છતાં આંહી સુધી ભક્તિભાવથી આવ્યો છતાં ને હજારો રૂપિયાનું દાન પુન્ય શ્રીગંગાજી નિમીત્ત કર્યા છતાં કાંઇ પણ મારી વસ્તુ માતાજીએ હાથોહાથ અંગીકાર ન કરી. અને રોહીદાસ ભક્તનું ત્રણ પૈસાનું શ્રીફળ હાથોહાથ લીધું. એ કેવું આશ્ચર્ય, જરૂર આ વાતમાં કંઇક કારણ હોવું જોઇએ. ઠીક છે હવે એ વાતનું કારણ ભક્તનેજ પૂછીશું. એમ વિચાર કરતાં કરતાં બ્રાહ્મણ પોતાને ગામ આવ્યો. ને બીજે દિવસે સવારમાં ઉઠી ભક્ત પાસે જઈ શ્રીફળ હાથોહાથ માતાજીએ લીધું એ વાત કરી. અને પોતે પૂછ્યું કે; ભક્તજી! તમારૂં શ્રીફળ પણ માતાજીએ હાથોહાથ અંગીકાર કર્યું. અને મારૂં તો કાંઈ પણ માતાજીએ હાથોહાથ ન લીધું. એનું શું કારણ હશે! ભક્તે તરત જવાબ આપ્યો કે મહારાજ! એમાં કાંઈ મારૂં પરાક્રમ નથી. પણ માતાજીની પૂર્ણ કૃપા એજ કારણ છે. બ્રાહ્મણે પૂછ્યું કે–માતાજીની તમારા ઉપર જેવી કૃપા છે. એવી મારા

ઉપર કેવી રીતે થાય ! તે ઉપાય કૃપા કરીને બતાવો. ભક્તે કહ્યું કે જો એ ઉપાય જાણવો હોય તો હું હમણા માળા ફેરવુ છું. માટે તે ફેરવી રહુ તેટલીવાર તમો અહીં બેસો. બ્રાહ્મણને તો માતાજીની કૃપા મેળવવાનું સાધન જાણવાની બહુ ઉત્કંઠા હતી. તેથી તે તેમના આંગણા આગળ એક ઝાડની છાયા નીચે બેઠો. થોડીવાર થઇ ત્યાં રોહીદાસ ભક્તની સ્ત્રી ભેંસો દોઇ કેટલીક દૂધની તાંબડીઓ લઇ આવી ભક્તને દેખાડી. ભક્તે તરત તેની સ્ત્રિને કહ્યું કે-એ દૂધ-બધુ સાધુ-સંતને જે ધર્મશાળામાં હોય તેઓને પાઇદ્યો. ભક્તની એ આજ્ઞા સાંભળતાંજ તે સ્ત્રિ બધુ દૂધ સંતસાધુને પાઈ આવી એટલામાં તેના મોટા દીકરાની વહુએ આવી. તાજા તાવાનું ઘી ભક્તને બતવીને કહ્યું-કે આજ આટલુ ઘી થયું છે. રોહીદાસે કહ્યું કે-એ ઘી સાધુને આપીદ્યો. એ વચન સાંભળતાંજ તે ઘી વહુએ બધુ સાધુને આપી દીધું. એટલામાં ભક્તના મોટા દીકરાએ આવીને કહ્યું કે-પિતાજી ! આપાણકારાના બે રેજા આજ તૈયાર થયા છે. ભક્તે કહ્યું કે:-પુત્ર ! આ સાધુઓ ટાઢથી બહુ દુઃખી થાય છે. માટે સાધુઓને એ બે રેજા આપીદ્યો, ઉપર પ્રમાણે પિતાજીની આજ્ઞા થતાંજ તેણે સાધુઓને તેના કટકા કરીને વહેંચી આપ્યા. એટલામાં ભક્તનો નાનો દીકરો ગામથી આવ્યો. તેણે ભક્તને કહ્યું કે-પિતાજી આ પરગણા-માંથી આ ઘોડી હું બસેં રૂપિયાની લાવ્યો છું. ભક્તે કહ્યું કે આ સાધુ લોકોમાં કેટલાક ઘરડા સાધુઓ છે તે બિચારા જાત્રાએ જતાં થાકી જતા હશે. માટે એ ઘોડીને સાધુની મંડળીને આપી દે. એટલે વારાફરતી તે સર્વને બેસવાના કામમાં આવશે. આ વચન સાંભળ તાંજ તેના નાના દીકરાએ તે ઘોડી સાધુની મંડળીને સોંપી દીધી. આ સર્વે, બ્રાહ્મણે ઝાડની છાયા નીચે બેઠાં બેઠાં જોયું પછી તે

બ્રાહ્મણે રોહીદાસને કહ્યું કે ભક્તજી! હવે મધ્યાન્હ થવા આવ્યો છે. માટે કૃપા કરી માતાજીની કૃપા કેમ મ્હારી ઉપર થાય તે બતાવો તો ઠીક-ભક્તે જવાબ આપ્યો કે મહારાજ! આપ કાંઈ સમજ્યા નહી. બ્રાહ્મણે કહ્યું-કે ના ભક્તજી. હું તો કાંઈ સમજ્યો નથી. ત્યારે બ્રાહ્મણને ભક્તે કહ્યું કે મહારાજ અમારા ઘરમાં અમો જેટલાં માણસો છીએ. એ સર્વનો એક મત છે. તે તમારા જોવામાં આવ્યો હશે. એ એકમતથીજ ઈશ્વરની કૃપા થાય. જ્યાં જ્યાં એકમત હોય ત્યાં ત્યાં ઈશ્વરની દયા હોય છે. એટલુંજ નહી પણ સર્વ દેવોની દયા હોય છે. મારા ઉપર જે શ્રીગંગાજીએ દયા દર્શાવી તે પણ અમારા કુટુંબમાં રહેલા ઐક્ય મતનાજ પ્રભાવથી તમારે સમજવું. આ પ્રમાણે રોહીદાસ ભક્તનું વચન સાંભળી બ્રાહ્મણને નક્કી થયું કે ઐક્ય મત વિના ઈશ્વરનું કૃપાપાત્ર થવાતું નથી, આ વાર્ત્તા ઉપરથી સંપ અને ઐક્ય મતની કેટલી મહત્તા અને આવશ્યકતા છે તે જાણવામાં આવશે. હવે સંપ વિષે બીજી વાત વાંચો;—

૨.

આ એક ઐતિહાસિક વાર્ત્તા છે. ગુજરાતના ઇતિહાસમાં જગદેવ પરમારની વાત વાંચી હશે. પોતાના કુટુંબના ઐક્ય મતથી તે કેવો અભ્યુદય પામ્યો તે આ એક દાખલો છે.

જગદેવ પરમાર માળવા દેશની ધારા નગરીના રાજ્યકર્ત્તા ઉદયાદિત્ય રાજાનો નાનો પુત્ર હતો, ઉદયાદીત્યની માનીતી વાઘેલીને રીણધવલ પુત્ર હતો. તે ટિલાયત હતો રિણધવળ ગૌંડકુળના રાજા ગંભીરને ત્યાં પરણવા ગયો તેની જાનમાં જગદેવ જતો હતો ત્યાં ટુંકટોડા મુકામે ત્યાંના રાજા રાજજીએ લગ્ન યોગ્ય થયેલી પોતાની પુત્રી વીર-

મતી જગદેવને પરણાવી હતી. એક દિવસ ઉદયાદિત્યે જગદેવને સાક્ષ વંશમાં જોઇ તેનું કારણ જાણી લઇને કવચ-મોતીનો કંઠો, ઉતરી, કંદોરો. હમેલ, પહોંચિયો, શિરપેચ, જડાવ, કલગી, ઢાલ, તલવાર, જમૈયો, અને રત્ન જડેલ કટાર, એ સર્વ આપ્યું અને તે પાછું નહી આપવાનું વચન કહી જગદેવે લીધું. પણ પોતાની માનીતી રાણી વાઘેલી કે જે જગદેવને તે સર્વે મળેલું સાંભળીને બળી રહી હતી. તેના દુરાગ્રહથી તલવાર પાછી લઈ લીધી, તેથી તેજ વખતે જગદેવ ગમે ત્યાંથી પોતાનો રોટલો મેળવી લેવા માટે પોતાની સગી માતાની આજ્ઞા માગી, રાજાથી રીસાઇને સાથે એક ઘોડો-કેટલાંક હથીયારો અને કેટલીક સોનામહોર લઇને ધારથી નીકળી ટુકટોડે આવ્યો. વીરમતી અહીં હતી તે હઠ કરી સાથે આવી. તેને લઇને પાટણ ગયો અહીં સહસ્રલીંગ નામના તળાવને કાંઠે ઉતારો કરી જગદેવ ગામમાં ભાડે ઘર ગોતવા ગયો. ત્યાં પાછળથી જામોતી નામની કોઇ વેશ્યાને તેની દાસીએ ખબર આપવાથી તે મોટા ડોળથી વિરમતી પાસે આવીને પોતે જગદેવની ફોઇ છે એવું કહીને ફોસલાવીને રથમાં બેસાડી તેને પોતાને ઘેર લઇ ગઈ. પણ જગદેવનાં દર્શન થયા વિના તેણીએ અન્ન લીધું નહી અણીની વખતે તે ક્ષત્રીયાણીને ખબર પડી કે પોતે કોઇનાથી ઠગાઇ છે. ત્યારે તેણે પોતાનીપર કુદ્રષ્ટિ કરવા આવનાર પાટણના કોટવાળના પુત્રનું તલવારથી માથું વાઢી નાંખ્યું, અને બીજા પણ પાંચ છ માણસો જે ઉપર જોવા ચઢયા તેમને કાપી નાખ્યા- આ વાતની ખબર ફેલાઇ ગઇ. સિદ્ધરાજ જયસિંહને ખબર મળતાં તેણે ત્યાં જઇને બધી વાત પૂછી જે ઉપરથી ટુંકામાં વીરમતીએ બધું કહી દીધું. જગદેવ ઘર ભાડે રાખીને ઉતારે આવ્યો એટલે વિરમતીને જોઇ

નહી તેથી વાહનોની નિશાનીઓ ઉપરથી ચાવડીને કોઇ ઠગીને લઇ ગયું છે. એમ જાણી દરબારમાં ખબર દેવા ગયો હતો. તે પણ એક અશ્વપાલ સાથે અહીં આવી પહોંચ્યો હતો. તેને જોઇને વિરમતીએ બારણાં ઉઘાડયાં તેથી રાજાએ જગદેવને ઓળખ્યો અને વિરમતીને દીકરી કરીને રાખી. અહિં વિરમતીએ જે પતિવ્રતાપણું સાચવ્યું તે બન્ને સ્ત્રી પુરૂષના ઐક્ય મતનો પ્રતાપ સમજી લેવો. આજથી સિદ્ધરાજે જગદેવને બે હજાર રૂપિયાના રોજે જગદેવને પોતાની પાસે રાખ્યો. તેથી સામંતો અદેખાઇ કરવા લાગ્યા. અહીં રહેતાં જગદેવને જગધવલ બીજધવલ એમ બે પુત્રો થયા. એક દિવસ ભાદરવા માસની અંધારી મેઘલી રાતમાં પૂર્વ દીશામાં જાણે ચાર સ્ત્રીઓ ગાતી હોય અને બીજી ચાર થોડે દુર રડતી હોય. તેવું રાજાએ સાંભળ્યું. આનો તપાસ કરવાને રાજાએ જગદેવને આજ્ઞા કરી અને તેનું સત્ય જોવાને માટે અંધાર પછેડો ઓઢી પોતે પાછળ ગયો. અદેખાઇ કરનારા બીજા સામંતો તો બડાઈ મારી ખબર લાવવાની પ્રતિજ્ઞા આપી સુઇજ રહ્યા. જગદેવ ગામબહાર નીકળ્યો. તે સાથે પાછળ સિદ્ધરાજ પણ નિકળ્યો. જ્યાંથી શબ્દ આવતો હતો ત્યાં જઇ તપાસ કરતાં જણાયું કે વિલાપ કરે છે તે પાટણની જોગણીઓ છે તે કાલે દસ વાગે સિદ્ધરાજનું મરણ થવાનું છે તેથી રૂવે છે. અને જેઓ ગાય છે તે દીલ્હીની ઇષ્ટ દેવીઓ છે. કે જે સિદ્ધરાજને લેવા આવેલી છે પછી કેટલે સમયે સિદ્ધરાજનું મરણ છે તે જાણી લઇને તેના રક્ષણનો ઉપાય પૂછયો તે ઉપરથી એવું જણાયું કે રાજાના બરોબ-રીયો સામંત હોય ને તે માથું આપે તો આયુષ્ય વધે. તેથી પોતે પોતાનું માથું આપવાનું ઠરાવી જગદેવ વિરમતીની રજા લેવા ગયો. તેણે બધી વાત વિરમતીને કહી રજા માગી. અને ભલી રજપુતાણીએ તેનું

અનુમોદન કરીને પોતાનો પણ જીવ સાથે આપવા પ્રાર્થના કરી એટલુંજ નહિ પણ છોકરાઓને પણ તે કામમાં સાથે લીધા જોગણીઓ પાસે દરેકના માથા દીઠ બાર-બાર વર્ષ પ્રમાણે આયુષ્ય વધવાનું વચન લઈ જગદેવે મોટા છોકરાનો પ્રથમ ભોગ આપ્યો. અને જેવો બીજાનો આપવા જાય છે તેવો તેને અટકાવી પ્રસન્ન થઇને દેવીઓએ સિદ્ધરાજને ૪૮ વર્ષનું આયુષ્ય આપીને મોટા છોકરાને સજીવન કર્યો, તથા તે સ્ત્રિ પુરૂષની સ્વામિભક્તિનું વખાણ કરીને જવાની રજા આપી. સિદ્ધરાજે આ તેનું પરાક્રમ જોઇને પોતાની પુત્રી જગદેવને પરણાવી અને અઢી હજાર ગામ તથા કેટલોક પોષાક આપ્યો, આથી પ્રજા તેને સિદ્ધરાજ સમાન ગણવા લાગી અને છેવટે પોતે ધારનો ધણી થયો. જોયું ? આ ઐક્યમતનું મહાત્મ ! હવે ત્રીજી વાત સાંભળો.

૩.

આ વાર્તા તે બાદશાહ બિરબલની છે. અને તે લોકોમાં ઘણીજ બોધ આપવા લાયક વાતો હોય છે. એક દિવસે બાદશાહે બિરબલને પૂછયું કે તું હંમેશાં તારા શાસ્ત્રમાં બધી વાત લખી છે. એમ કહે છે. ત્યારે ધરતીના સ્તંભ જોવાની મને ઇચ્છા છે માટે બતાવ. બિરબલે ઉત્તર આપ્યો કે, મહારાજા ધીરાજ ધરતી તો ઇશ્વરની શક્તિથી ધારણ થઈ રહી છે. તો પણ ધરતીની નીચે સાત પાતાળ દશ યોજનને અંતરે છે. અને તેની નિચે ત્રીસ હજાર યોજનને અંતરે સહસ્ત્ર ફેણાવાળા શેષનાગ છે, તેની ઉપર આ પચાસ કરોડ પૃથ્વીનું મંડળ છે, એમ લખાયું છે. પણ સુક્ષ્મ દ્રષ્ટિથી જોતાં પરમેશ્વરની શક્તિથીજ તેનું ધારણ થયું છે, કોઇ સ્તંભ છે, ને તે ઉપર ધરતી

ગઈ છે એવું તો કોઇ પણ શાસ્ત્રમાં લખેલ નથી. આવાં બિરબલનાં વચન બાદશાહે નહી માનતાં ધરતીનાં સ્તંભ જોવાને ભારે હઠ લીધો અને જો તે ન દેખાડે તો દેહાંત શિક્ષા કરવાની બીક આપી તેથી બિરબલે છ માસની બાદશાહ પાસેથી અવધી લઇને વિચાર કરવા માંડયો પણ કોઈ માર્ગ સુઝ્યો નહીં. પાંચ માસ નિકળી જતાં ચિંતાથી દુર્બળ થયેલા વિચારમગ્ન બિરબલને દેખીને તેની ચતુર દીકરીએ એનું કારણ પૂછયું. પણ પોતાની જેમાં બુદ્ધિ પહોંચી નથી એમાં બાળક દીકરીની શું પહોંચશે ! એમ ધારી ઉડો નિશ્વાસ નાખી "કંઇ નહિ": એમ કહ્યું; તો પણ ઘણા આગ્રહથી પુત્રીએ પૂછયું: અને તે ના કહે ત્યાં સુધી અન્નની બાધા લીધી. ત્યારે બીરબલે જે વાત હતી તે ખરેખરી કહી દેતાં જણાવ્યું કે મુદતને માત્ર પંદર દિવસજ બાકી છે. આ વાતથી તેને તેની પુત્રીએ ધીરજ આપી અને તે હું "બતાવીશ" એમ વચન આપી છ માસ પુરા થયે બાદશાહને પોતાની પાસે બોલાવવાનુ કહ્યું—બિરબલને બાળકના બોલથી વિશ્વાસ ન આવ્યો. તો પણ તે બુદ્ધિમાન હતી તેથી કંઇક ધારણા આવી. એટલામાં છ માસ પુરા થયા તેથી બિરબલને માણસ તેડવા આવ્યું, તે સાથે તેની પુત્રી પણ ગઇ બાદશાહે ધરતીના સ્તંભ દેખાડવાનું કહ્યું. ત્યારે તેની પુત્રીએ કહ્યું કે ધરતીનાં સ્તંભ જોવામાં આપને અને મારા પિતાને ઘણું દુઃખ ખમવું પડશે અને હું કહીશ તેમ કરવું પડશે, માટે કહો તો બતાવે, બાદશાહે જેમ બિરબલની પુત્રી કહે તેમ કરવું કબૂલ કર્યું. તેથી તે પુત્રીએ કહ્યું કે આપ આ રાજ્ય છોડી ફકીર થાઓ અને મારા પિતાજી પણ ફકીર થાય. પછી બન્ને જણે એવો કોઇ સંત છે કે અમારા હાથથી સો સો ખાસડાં ખાય અને અમને બસો બસો સોનામહોર

આપે " એવી ટહેલ નાખતાં પૃથ્વીપર ફરવું, તેમાં નિયમ એવો રાખવો કે જે દિવસ જે માણસ તમારી માગણી માન્ય કરે તે દિવસ તે માણસને ત્યાં જમવું, તે સિવાય જમવું નહિ. ધરતીના સ્તંભ જેવા હતા માટે બાદશાહે તેના કહેવા પ્રમાણે ફકીર થયો. અને બીરબલ પણ ફકીર થયો. બન્ને ફકીરના વેષમા ફરતા હતા તો પણ તેમનું તેજ છાનું રહેતું ન હતું. પણ તેમની ટહેલના શબ્દો તેનું ચિતભ્રમપણું જણાવતા હતાં કેમકે ખાસડાં ખાઇને સોનામહોર કોણ આપે ઘણા ઘણા નગરો ફર્યા પણ બધેથી તેઓ નિષ્ફળ થયા–કોમળતાને લઇને રખડતાં બન્નેને વસમુ લાગતું હતું. બાદશાહે વિચાર કર્યો કે છ મહિના અવધી ના રાખીને અને બીજા છ મહિના ફકીરી લેવડાવીને ભૂખે મારીને મને ઠગ્યો છે. તે સર્વે જો મને ધરતીના સ્તંભ દેખાડે તો માફ કરાવું નહિ તો તેના આખા કુટુંબને દેહાન્ત દંડની શિક્ષા કરવી. પછી એક દિવસ એક મોટા શહેરમાં ટહેલ નાખતા નાખતા બન્ને જણ ચાલ્યા જતા હતા તેનો કેટલાક લોકો તિરસ્કાર કરતા હતા. તે એક ગૃહસ્થે જોયું. અને તેની મુખમુદ્રા ઉપરથી તેઓ ગાંડા નથી પણ કોઇ મહાત્માઓ છે. એમ જાણી તરત પાસે બોલાવીને તેણે પૂછ્યું કે–બાવાજી આપને શું જોઇએ છીએ ? ફકીરોએ તરત ઉત્તર આપ્યો કે જે માણસ અમે સો ખાસડાં મારીએ તે સહન કરે અને બસો સોનામહોર આપે તેને ઘેર અમારે ભીક્ષા કરવી છે- માટે એવો કોઈ સંત હોય તો તેને અમે શોધીએ છીએ. સદ્‌ગૃહસ્થે કહ્યું કે બસો સોનામહોરને બદલે બે હજાર સોનામહોર આપું ને ખાસડા માર્યા વિના આપ ભિક્ષા કરશો ? ફકીરોએ કહ્યું કે હજારની વાત દુર રહી પણ લાખ સોનામહોર આપો તો પણ ખાસડાં માર્યા વિના જમવું નથી. સદ્-

ગૃહસ્થે તેમને પૂછ્યું કે આપને આ ટહેલ નાંખતાં કેટલી મુદત થઇ તેઓએ જવાબ દીધો કે બે માસ ઉપર થયું. આ આ વાત સાંભળતાં સદ્‌ગૃહસ્થને દયા આવી ગઈ કે બિચારા બે મહિનાના ભૂખ્યા છે. ને એમને આવી કઠીણ પ્રતિજ્ઞા પાળી કોણ જમાડશે. માટે હુંજ કબુલ કરૂં એમ વિચારી સદ્‌ગૃહસ્થે કહ્યું કે આપની બેય વાત હું કબુલ કરૂં પણ તમે મારી એક વાત કબુલ કરો કે પ્રથમથી તમે ભીક્ષા લ્યો. તે પછીથી મને ખાસડાં મારો. બેય ફકીર બોલ્યા કે:—એમ બને નહિ. અમે ભીક્ષા લીધા પછી તું ફરી જાય તો અમારી પ્રતિજ્ઞા ખોટી થાય. સદ્‌ગૃહસ્થે કહ્યું કે તમને જો હું કાંઈ પ્રમાણીક માણસ લાગતો હોઉ તો મારા વચન ઉપર ભરોસો રાખી આપ જમો. ફકીરે કહ્યું કે-તમારા વચનની અમને ખાત્રી છે. તમે ફરી નહિ જાઓ પણ એ કરવા જેવું નથી. માટે અમે કબુલ નહિ થઈએ એમ કહી ચાલવા માંડ્યું. સદ્‌ગૃહસ્થે કહ્યું કે એમાં શો વાંધો છે? ફકીરે કહ્યું કે તમારી વૃદ્ધ અવસ્થા છે. પાંચ પચિસ ખાસડાં વાગતાં તમારા પ્રાણ જતા રહે પછી શું કરવું? સોનામહોર ન મળે તેની અમને દરકત નથી. પણ ખાસડાં સો પુરાં મારવાં જોઇએ. સદ્‌ગૃહસ્થે કહ્યું કે જો હું મરી જાઉ તો મારી સ્ત્રીને બાકી રહેલાં ખાસડાં મારજો. ફકીરે કહ્યું કે તેને મોઢે ખુશીથી હા પાડે તો કબુલ કરીએ. પછી ઘેર આવી પોતાની સ્ત્રિને બોલાવી. સદ્‌ગૃહસ્થે બધી વાત કહી સંભળાવી. સ્ત્રીએ કહ્યું કે પ્રથમ મને મારો. ને પછી મારા પતિને મારજો. ફકીરોએ કહ્યું કે અમે ઘેલા છીએ. તારો ધણી પણ ઘેલો છે, પણ તું શું કરવા ઘેલી થઈ મોત માગી લે છે. પચીસ ખાસડાં માથામાં વાગશે ત્યાં ત્હારા પ્રાણ છુટી જશે. માટે કાંઇક સમજુ થા. ગૃહસ્થની સ્ત્રિએ કહ્યું કે બાવાજી? મરી તો

સૌને એક દીવસ જવાનુંજ છે, પણ મારા પતિનું વચન અસત્ય ન થાય. માટે મારા માથામાં પહેલાં મારો. ફકીરે કહ્યું કે પ્રથમ ત્હારા પતિની કબુલાત છે. માટે તેને મારશું. ત્યાર પછી તે મરી જશે તો ત્હને મારશું. પણ દૈવ યોગથી બેયે મરી જાઓ અને બાકી રહે તો ? તે કોને મારવાં તે બતાવો. ત્યારે તે બેય માણસો તેના પુત્રને બોલાવીને બતાવ્યો કે, આ પુત્રને બાકીનાં ખાસડાં મારજો. ફકીરે બધી વાત તેમના પુત્રને કહી સંભળાવી. સાંભળતાંજ તેણે કહ્યું કે પ્રથમ મને મારો પછીથી મારાં માતુશ્રીને મારો. ને પછી મારા પિતાજીને. હું ઘણો રાજી છું. મારા પિતાજીનું વચન કદી અસત્ય થાય નહિ. ફકીરે ઘણી યુક્તિથી તે વાત કબુલ ન કરવા સમજાવ્યો. પણ તેણે પોતાનો વિચાર ફેરવ્યો નહીં ત્યાર ફકીરે કહ્યું કે તને મારતાં પણ બાકી ખાસડાં રહે તો કોને મારવાં ? તેનો જવાબ આપ. છોકરાએ બાકીનાં ખાસડાં મારી સ્ત્રિને મારજો એમ કહી સ્ત્રિને બોલાવી. છોકરાની સ્ત્રી બધી વાત સાંભળીને એમજ બોલી કે;—બાવાજી પ્રથમ મનેજ આપ ખાસડાં મારો. મારા પ્રાણ ગયા પછી મારા પતિને મારજો. પછી મારી સાસુને મારજો, ને ત્યાર પછી મારા સસરાને મારજો. ફકીરે કહ્યું કે આ આખુ ઘર ઘેલુ કેમ થઈ ગયું છે ? વહુ લાખો રૂપૈયાની દોલત મૂકીને શું કરવા મરવાનું માગી લ્યો છો, બાઇ તું તો કંઈક સમજુ થા. આવી નાની અવસ્થામાં શું કરવા મરે છે ? છોકરાની સ્ત્રિએ જવાબ આપ્યો કે— માણસને મરવું તો એક દિવસ છેજ. પણ સસરાનું વચન કોઈ દિવસ ખોટું થવા દઈશ નહી. આવી રીતે ચારે માણસોએ પુર્ણ આનંદથી વાત કબુલ કરી. એટલે સદ્‌ગૃહસ્થે કહ્યું કે;—ફકીર બાવા ! મારી માગણી પ્રમાણે આપ ભીક્ષા કરો. પછી બેય ફકીર તેને ઘેર જમ્યા.

તેટલામાં સદ્‌ગૃહસ્થ સ્નાન કરી, ભસ્મ ધારણ કરી, મુખમાં તુલસીપત્ર લઇ તૈયાર થઇ રહ્યો. તે ઇશ્વરનું ધ્યાન કરવા લાગ્યો, ફકીરો જમીને આવ્યા એટલે બસેં સોનામહોર તેના પગમાં મેલીને કહ્યું કે હવે આપ ખુશીથી ખાસડાં મારવાનું શરૂ કરો. ફકીરે કહ્યું કે ત્હારા ઇશ્વરનું સ્મરણ કરી લે. સદ્‌ગૃહસ્થે કહ્યું કે મ્હારૂં મન ઇશ્વરમાંજ છે. તમે તમારી પ્રતિજ્ઞા પ્રમાણે ખુશીથી ખાસડાં મારો. બિરબલે બાદશાહને કહ્યું કે;–આપ ખુશીથી ખાસડાં આ સદ્‌ગૃહસ્થના માથામાં મારો, શું વિચારો છો ? બાદશાહે કહ્યું કે;–અરે મૂર્ખ ! મને આટલા દિવસ આવો દુઃખી કરીને પાછાં આવાં ચાર મનુષ્ય રત્નોના પ્રાણ પણ મારી પાસે લેવડાવે છે. આથી જે મારી તારી પાસે માગણી છે. તે શું સફળ થશે. માટે તારાં આખાં કુટુંબને ફાંસીની સજા જાગૃતજ છે. એમ તું નક્કી જાણજે. બિરબલે હાથ જોડી વિનંતી કરી કે ખુદાવંદ આપને ધરતીના સ્તંભ જોવાની ઉત્કંઠા રાખો છો. તે આ ચાર માણસો ધરતીના ચાર સ્થંભ છે. અને આવા સ્તંભોના આધારથી પૃથ્વિ રહી છે. આ વચન સાંભળતાંજ બાદશાહ આશ્ચર્યાનંદ થઈ ગયો. અને હર્ષનાં આંસુ આંખમાં આવી ગયાં. તેથી વૃદ્ધ ગૃહસ્થને છાતીમાં ઘાલીને મળ્યો. તથા કહ્યું કે સદ્‌ગૃહસ્થ અમે ફકીર નથી પણ હું બાદશાહ છું. અને આ બિરબલ છે માટે તમારા ઘરનાં સર્વ માણસનું ઐક્યમત જોઈ જે દેશમાં તું રહે છે તે દેશનું રાજ્ય હું ત્હને આપું છું. તમે ચારે માણસ ખરેખરા આ આખી પૃથ્વિના સ્થંભરૂપ છો. ઇશ્વર તમ જેવાં મનુષ્યોને આબાદ રાખો આમ કહી બાદશાહ બિરબલ સહીત રાજ્યધાનીમાં આવ્યો. અને બિરબલની પુત્રીને બોલાવીને તેણે કહ્યું કે પુત્રી ત્હને ધન્ય છે અને ત્હારી બુદ્ધિને પણ ધન્ય છે. તારા કહેવા પ્રમાણે કરવાથી

પૃથ્વિના સ્તંભ મેં જોયા. હવે તારા પિતાની મૃત્યુની શિક્ષા દુર થઈ છે. પણ મારે બિરબલને કહેવાનું એમ હતું કે હમેશાં બિરબલ બડાઇ કરે છે કે અમારા શાસ્ત્રમાં બધું છે તો ધરતીના આવા સ્તંભ તમારા શાસ્ત્રમાં છે કે તેં ત્હારી બુદ્ધિથી કલ્પેલ છે? બીરબલની પુત્રીએ તરત જવાબ આપ્યો કે હે જહાંપનાહ અમારા શાસ્ત્રોમાંથી જોઇનેજ મેં મારા પિતાજીને હિંમત આવી હતી. કે હું પૃથ્વિના સ્તંભ દેખાડીશ. બાદશાહે કહ્યું કે પુત્રી તારી બુદ્ધિની કલ્પના હત તો પણ હું તે ખરી માનત પણ તું જ્યારે તમારા શાસ્ત્રમાં પણ એમ લખ્યું છે એમ કહે છે. ત્યારે મને તે દેખાડવું જોઇએ. બિરબલની પુત્રીએ બાદશાહની આજ્ઞા થતાં પોતાની ભણવાની પોથી છોડીને પુસ્તકમાંથી એક શ્લોક વંચાવ્યો હતો. ( તે વાંચો વાર્ત્તાને મથાળે. ) તે શ્લોક વાંચતાંજ બાદશાહેજ આ શ્લોકમાં જેટલાં લક્ષણ કહ્યાં છે. તે સર્વે તે ચારે મનુષ્ય રત્નોમાં હતાં. માટે તેઓ પૃથ્વિના સ્તંભ છે. એ વાત સત્ય છે. એમ કહી ત્હેણે બિરબલની પુત્રીને પોતાની પુત્રી તુલ્ય ગણી ઘણુંજ ઇનામ આપી વિદાય કરી-ઇતિમ્—

( આર્ય પ્રકાશ સંવત ૧૯૪૯ )



ધી 'ગુજરાત' પ્રિન્ટિંગ પ્રેસમાં શા. સોમાલાલ મંગળદાસે છાપ્યું.
પાંચકુવા—અમદાવાદ